ગુજરાત આનામાળા સિરીઝ ૬ ઠ્ઠી.

जे मूख अमृत आरोगीये जे मूख जपीये जाप,
ए मूखमें दारु पडे ये बडा जनमका पाप.
(તુલસીદાસ.)

સામાજિક-નવલકથા.

# મહિકાંઠામાં દારૂની બદી.

પ્રયોજક અને પ્રકાશક—
ગોર, અંબાલાલ છગનલાલ ડુરા.
શીક-(સ્ટેટ ઇ ર મહિકાંઠા.)
સંસાર દર્શન વિનોદિની-કમલિની-રાણી દુર્ગાવતી, સવિતા સુશિલા-વિગેરેના કર્તા અને આનામાળાઓના લેખક,

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦. વિક્રમાબ્દ ૧૯૭૬.





કિંમત- { ગ્રાહકો માટે એક આનો.
છુટક નકલનો દોઢ આનો.

# વિનંતિ પત્ર.

ગ્રાહકોને સાચી વાત જણાવવી એમાં કોઇ વાતનો પ્રતિબંધ નથી. આ આનામાળા સીરીઝમાં મુખ્ય બે ઉદ્દેશો સમાયલા છે. એક તો લેખકનું નિર્વાહ સાધન, બીજું જનસમાજના વર્ત્તનમાં કંઇક સદ્‌ભાવ ઉત્પન્ન કરવો.

સુહ્રદ ગૃહસ્થો—હું લેખક તદ્દન બહેરો છું તે આપ સર્વેને વિદિત છે તેમજ ગુર્જર ભૂમિપર બહેરા લેખકોનો મુખ્ય આધાર, ઉદાર ગ્રહસ્થો અને ઉત્સાહી ગ્રાહક બંધુઓ ઉપરજ છે. મારા જેવા બહેરા લેખકને અન્ય ગ્રાહકો વધારી આપવા મદદ કરવી તે આપ સુજ્ઞની ફરજજ છે.

વિ. વાંચન અને તે કેવું હોવું જોઇએ. એ દરેક બંધુઓનું અજ્ઞાત્ નહિ હોય, છતાં આ આનામાળા સીરીઝો સારા લેખો ઉપરથી અનુવાદ કરી, જાતે લખી, છપાવી અને જાતેજ વેચુ છું. તેમજ આ વાર્તાઓ કેટલાંક પુસ્તકોના વાંચનની યાદગીરીમાંથી લખવામાં આવી છે. તો તેના મુળ લેખકોનો પણ આભાર માનું છું.

દરેક વાંચક બધુઓએ અન્ય ગ્રાહકો વધારી આપવા કૃપા કરવી. મારા બહેરા થયા બાદ મારા હિતચિંતકો તરફથી જે પ્રેમ, જીજ્ઞાસા દષ્ટિવૃત્ત છે તે સદાને માટે ચાહું છું. સુજ્ઞ બંધુઓ આપ ગ્રાહક થઇ—અન્ય ગ્રાહકો વધારી આપવા મહેરબાની કરશો.

| | |
|---|---|
| સંવત ૧૯૭૭. | આપનો સ્નેહાધીન. |
| જન્માષ્ટમિ. | ગોર અંબાલાલ છગનલાલ |
| અમદાવાદ. | વડાગામ—( માહકાંઠા ) |

# મહિકાંઠામાં દારૂની બદી.



**जे मूख अमृत आरोगीये जे मूख जपीये जाप,**
**ए मूखमें दारु पडे, ये बडा जनमका पाप.**

( તુલસીદાસ ).



મહિકાંઠામાં દારૂની બદી પ્રચલિત છે. જો રાજારજવાડાઓ ધારે તો આ બદીનો નાશ કરી શકે એ સંભવિતજ છે. પણ મૂળમાં જ્યાં સડો પેઠો એ વૃક્ષને કેવી રીતે ઉછેરવું ? મહિકાંઠામાં હમારૂ ઇડર સ્ટેટ પહેલે નંબરે ગણાય છે. ઇડરમાંથી આ બદીનો નાશ થાય તો બીજા રજવાડાઓ પણ તે વાતનું અનુકરણ કરી શકે. મુળ અધી-કારીઓમાંજ સુરાદેવીનું આવાહન થતું હોય ત્યાં હજુરને કેવી રીતે કેળવી શકે ? આ એક દીલગીરીની વાત છે. મહિકાંઠાનાં બીજાં રાજ્યો પણ કેળવાયલાં છે. તેમણે એકમત થઇને દારૂની બદીનો અટ-કાવ કરવો જોઇયે. મોહનપુર, માલપુર, દધાલીયા, વડાગામ, સાઠંબા, ગાબટ, પાલ વિગેરે ઠાકોરોએ પોતાની રૈયતને કેળવવી જોઇએ. રાજાની આબાદાની એ રૈયત ઉપરજ છે. પણ જે માણસે અંધાર પછેડો ઓઢેલો હોય તે બહારની દૃષ્ટી એ શું જોઇ શકે ? દારૂનો ઉપયોગ ઠાકોર ઠકરાતોમાં ઘણો છે. ગોલા, ખવાસ, ભાંડ વિગેરે રાજા અને ઠાકોરોને લલચાવે છે. એ મેં ઘણીવાર જોયેલું છે. એક લાઇસન્સદારે મોહનપુરની ગાદીના પહેલાં ઠાકોર હતા (હીંમતસીંહજી)

તેમને ઘણી વખત કહેલું કે સાહેબ ! વિલાયતનો મીઠો મધ જેવો દારૂ હમણાં આવ્યો છે. બ્રાન્ડી લાવું કે ? ઠાકોરે એક વિલાયતી દારૂની બાટલીથી થોડે થોડે એજ વ્યસનમાં થોડો વખત જમિમાં રહેવું પડયું હતું. હજુ પણ ખાનગી–ઘરમેળે–દારૂની બદી દરબારોમાં વધારે છે. તેનો અટકાવ કરવો જોઇએ. એ દરેક રાજકર્તાની ફરજ છે. વડાગામ મર્હુમ ઠાકોર શ્રી જીવતૃસિંહજીનો પરિચય મને ઘણોજ હતો. પણ મારી આ જીંદગીમાં તો મેં કોઈ દીવસ ઠાકોરશ્રીને દારૂ પીતાં જોયા નથી. હાલની દારૂ નિષેધક ચળવળમાં અમદાવાદમાં વલ્લભભાઇ બેરીસ્ટર જેવાની સોબત તે મને થઇ હોત તો વડાગામનું દારૂનું પીઠું ખસેડી કહાડત. પણ દીલગીર છું કે મર્હુમ ઠાકોર બાર માસ થયાં સ્વર્ગસ્થ થયા. હવેની પાર્લામેન્ટી વડાગામ તાલુકાની તદન જુદાજ પ્રકારમાં ફરી ગયેલી છે. હવેના ઠાકોરશ્રી દારૂ પિયે છે કે નહીં તે હું કહી શકું નહી. વડાગામમાં કારભારી પણ નવા છે. તેમણે આ ઠાકોરશ્રીને કેળવી લેવા એ મારી વિનંતી છે. ઘણીવખત દેશી રાજ્યોમાં ઠાકોરો દારૂને માટે રૈયત ઉપર જુલમ કરે છે તે મેં નજરોનજર જોયલું છે. માણસા દરબારનો રૈયત ઉપરનો જુલમ આપણે ઘણા વર્તમાનપત્રોદ્વારા વાંચીયે છીએ. તેમાં આખો વાંક રૈયતનો હોય તે અસંભવિત છે. જ્યાં રૈયત કેળવાયલી છે અને રાજા (ઠાકોર) કેળવાયલો નથી તેનીજ રૈયત એવા જુલમને વશ રહે છે. માણસાના ઘણા માણસોનું કહેવું છે કે હાલના રાવળજી સાહેબને મોજશોખ વધારે જોઇએ છે. દરબારમાં અંદર અંદર દારૂની બદી પણ વધી પડી છે. એવા લોકોની અફવાને હમારે સાચી માનવી કે કેમ તે વિચાર થઇ પડયો છે. તોપણ રાવળજી સાહેબે પોતાનો હક

લઇને રહેવું જોઇયે. પણ તે ઉપરાંતના રૈયત ઉપરના જુલમો અટકાવવા જોઇએ, વર્તમાનપત્રોદ્વારાએ તેમની જે ઝાટકણી થાય છે તે શું ઓછી છે? હું રાવળજીશ્રીને કેળવાયલા કહી શકતો નથી. જો તેમનામાં કંઇક કેળવણી હોય તો કેળવાયલી રૈયતના પક્ષમાં ભળી જવું જોઇયે. હિંદમાં અસહકારના રૂપથી ઘણા અક્કડબાજ ગોરાઓને પણ ત્રીજા કલાસમાં મુસાફરી કરવી પડે છે. અને તેજ વખતે હિંદી અને યુરોપિયનોનો ભાઇચારો જણાઇ આવે છે. તો આ એક દેશી રાજકર્તા છે. તેમણે રૈયતની જોડે હળીમળી રહેવું જોઇએ. મહાત્મા ગાંધીજીનો દુશ્મન હિંદમાં કોણ છે? તે જો કોઇ બતાવી આપે તો તેને સુવર્ણ ચંદ્રકની ભેટ અપાવું- જવાબ માત્ર એટલોજ છે કે મહાત્મા ગાંધીનો દુશ્મન હિંદ અને યુરોપમાં કોઇ પણ નથી. એ બધું તેમની જીબાન-રહેણી કરણી-સ્વદેશ પ્રત્યે માયા મમતા અને જનસમાજને કેળવી લેવાની ચાતુર્યતા છે. રૈયત છાપાઓમાં માણસા દરબારશ્રીના બખેડા છપાવે છે. તો દરબારશ્રી રૈયત વિરૂદ્ધમાં કાં નથી છપાવતા? પણ જ્યાં કેળવણી છે તેઓનામાંજ સુખ-દુઃખની પરિક્ષક બુદ્ધિ છે, એ નિશ્ચય છે. માટે લોકમતને કેળવી લેવો એ દરેક રાજકર્તાઓની ફરજ છે. ઘણી ઠકરાતોમાં ઠાકોર સાહેબને કુંવર જન્મ્યા કે દારૂ જોઇયે. અને તે ભાંડ, ગોલા, ખવાસ વિગેરેને તો ખૂબખૂબ તડાકા પડે. ઠાકોર સાહેબને ત્યાં વિવાહ પ્રસંગ હોય ત્યાં જાણે દારૂજ દારૂની રેલમછેલ મચી હોય છે. આ કેટલી દીલગીરીની વાત? હવે તો જમાનો સુધર્યો છે. જનસમાજની પ્રવૃત્તિ સુધારા તરફ વળેલી છે. તો નામદાર ઠાકોર સાહેબો અને દેશી રાજકર્તાઓને મારી અરજ છે કે તમોએ તમારા રાજ્યોમાંથી જેમ બને તેમ

દારૂની બદીનો પ્રચાર ઓછો કરવો જોઇએ. અમદાવાદમાં દારૂ નિષેધની ચળવળ હાલ એટલી વધી પડી છે કે દારૂના લાઇસન્સદારો જાહેરમાં દારૂ વેચી શકતા નથી. સત્યાગ્રહીઓ અને હોમરૂલલીગ સભાનું કામ દારૂની બદીમાંથી મજુર પક્ષને કેળવવા તરફ ઝડપથી ચાલ્યાં જાય છે. હું ધારૂં છું કે આવતી કોંગ્રેસની બેઠક વેળાએ દારૂની ગંધ અમદાવાદમાંથી ઉપડી જાય એમ સંભવ છે. અને તે સત્યાગ્રહીઓના અડગ ટેકને આભારી છે. હું બહેરો છું એટલે સત્યાગ્રહ પક્ષમાં જોડાયો નથી તો પણ હોમરૂલ લીગની ફરજ હું મારે બજાવ્યાં જાઉં છું.

**☞ આ એક મ્હારો બાલ્યાવસ્થાનો જોયેલો દ્રષ્ટાન્ત છે.**

અમારે એક ઠેકાણે લગ્ન પ્રસંગમાં સગાને ત્યાં જવાનું થયું. શાકાથી અમો દોડદોડ કરતા છ કલાકે તે ગામ પહોંચ્યા. ગામના ગોખરેથીજ હું છુટો પડી ગયો, અને બીજાં માણસો આગળ ચાલ્યાં ગયાં. તેવામાં હું સાંભળતો હતો એટલે યાદ હશે તે હકીકત જણાવુંછું.

આ ગામ ઠાકોર સાહેબનું ગામ છે. અને તે જુજ વસ્તીનું ગામ છે. ઠાકોરશ્રીના કુમાર એક ખવાસને લઈને ફરવા નીકળ્યા. ફરતાં ફરતાં એમને દારૂની તલપ થઇ આવી. દારૂનું પીઠું તે ગામમાં નહોતું એટલે કુમાર સાહેબ ફરતા ફરતા ગામથી દુર સખત તાપમાં બે ગાઉના એક છાપરીયા ગામમાં જઇ ચડ્યા. ત્યાં દારૂના લાઇસન્સદારે કુમારશ્રી પાસે રોકડા પૈસા માગ્યા. પણ કુમારે કહ્યું કે બાપાજી પૈસા આપતા નથી માટે આ બંદુક રાખીને અમને અને ખવાસને દારૂ પા. લાઇસેન્સદારે પૈસા પેટે બંદુક રાખી અને કુમા-

રશ્રીને ખુબ ખુબ દારૂ પાયો. ખવાસને રોજના મહાવરાથી દારૂની કેફ ચ્હડી નહી. પણ બાપુને તો ગામની ભાગોળમાં આવતાં દીલ્હીને વોઇસરીગલ મ્હેલ જણાયો. અને રસ્તામાંજ ધુળમાં એક વક્ષા નીચે ફસડાઈ પડયા. મોંઢે ફીણ છુટયાં ને જેમ તેમ સ્તોત્રો ભણવા લાગ્યા. ખવાસે કહ્યું.

બાપુ પધારો–પધ.રો, ઘેર મોડું થાય છે, ને ઠાકોર સાહેબવઢશે.

બાપુએ કહ્યું—મા પાણી લાવ ?

ખવાસે કહ્યું—અહીં મા ક્યાં છે ? બાપુ આ શું બકો છો ?

બાપુ—સા...લા ઘોડાને પલાણ માર...

ખવાસે કહ્યું—બાપુ અહીં ઘોડો ક્યાં છે ?

બાપુએ ( મારા સામું જોઇને ) આ......આ......

મેં ખવાસનો પાસેથી બધી વાત જાણી લીધી કે અમારા ગામના ઠાકોર સાહેબના કુમારશ્રી છે. અને જોડેના ગામમાં બંદુક મુકીને દારૂ પીધો છે.

મેં ખવાસને કહ્યું—તું ગામમાં જા અને ગાડી લઈ આવી બાપુને ગાડીમાં લઈ જા તે સિવાય આવશે નહી. ( તરત ખવાસ દોડયો )

હું કૌતુક જોવા ઉભો રહ્યો. પછી કુમારશ્રીએ મારા સામું જોઈને કહ્યું આવો–આવો–લાડીશ–આવો–મેં કહ્યું–કુમાર આ શું બકો છો ? હું ક્યાં લાડીજી છું. જવાબમાં કુમારે કહ્યું. ખૂબ પીશ્રી. ત્રણ...સાક... એટલામાં બે ત્રણ કૂતરાં આવ્યાં. તેમની જોડે કૂમાર લઢવા લાગ્યા હું દુર જઇ ઉભો બન્નેને ખુબ યુદ્ધ જામ્યું. એક કૂતરાએ કુમારનું ધોતીયું ચીરી નાખ્યું. મહા મુશીબતે મેં કુમારને કુતરાથી છુટા

પાડયા. એટલામાં ગાંડી આવી અને કુમાર ઉભે સીમાડે દોડવા લાગ્યા એ ત્રણ ખવાસોએ દોટ મૂકીને પકડી લીધા અને જેમ તેમ કરી સમજાવી પટાવી ગાડીમાં બેસાડયા. એટલે કુમાર એક કુતરા સામુ જોઇને બહુ રડવા લાગ્યા. બકવા લાગ્યા—મા?...બા?...અવાજે...... કુતરાએ—ખાઉ-ખાઉ ભાષામાં જુવાબ આપ્યો ને ગાડી દરબાર તરફ દોડી—કહેવત છે કે,

**દારૂ દિવાના પીએ ગાંજો પીએ ગમાર;**
**દારૂડીઓ માને બાયડી કહે એમ બને છે ઘણી વાર.**

( જુની કહેવત છે. )

આશું? આવા નીચ દારૂના વ્યસનમાં શું બળ્યું છે? નામદાર ઠાકોર સાહેબ અને અન્ય સંભાવિત ગ્રહસ્થો તમો એક મત થઇને તમારાં દેશી રાજ્યોમાંથી દારૂની બદી અટકાવો. તેનો અટકાવ માત્ર જે લોકો ( ભીલ, કોળી, ઠાકરડા ) દારૂ વધારે પીયે છે તેમને દારૂ પીતાં અટકાવવા જોઇએ. કોળી ઠાકરડા ધારાળા વિગેરેઓમાં દારૂની બદી વિશેષ છે તેમને શિક્ષિત વર્ગે કેળવવા જોઇએ. બીન કેળવણી અને અસમજથી તેઓ પીતા હોય તો તેમને દારૂથી થતા ગેરફાયદા સમજાવો. પંચમહાલમાં ભીલ પરિષદે દારૂ પીવાની એકમેક સખત બંધી કરી છે તે સ્તુતિપાત્ર છે પણ એમાંનું મહીકાંઠામાં કશું બનવા પામતું નથી. પરિષદ કોણ ભરે? આવી બાબતની પરિષદ ભરવામાં પણ દેશી રાજ્યોમાં નાની નાની ઠકરાતોમાં ઘણું જોખમ સમાયલું છે જો તે ગામના માલીકની નજરે પડયા અને આપણ ઉપદેશક છીએ એમ સમજાયું તો માલીક સાહેબને આપણી વાત પસંદ નજ પડે અને એકદમ બોયકોટનો હુકમ મળે. આ શિક્ષિત વર્ગ માટે કેટલી દીલગીરીની વાત? મહાત્મા ગાંધીજીનું કહેવું છે કે,

"મેલું ખાળકુંડી યા તો ગટરનું પાણી પીવું તે આત્માને અશુદ્ધ કરતું નથી પણ દારૂ તો આત્માને અશુદ્ધ કરનાર છે." વળી એક વૈદે કહ્યું છે કે મૂતર પીવાથી મૂત્રકચ્છ વિગેરે રોગો મટે છે. પણ દારૂ પીવાથી તો ઉલટા રોગનો વધારો થાય છે. માટે દારૂ પીવો એ સુજ્ઞને માટે ઘણુંજ બેઅદબી કામ છે.

પવિત્ર સનાતન ધર્મમાં હિંસાને કિંચિત માત્ર પણ સ્થાન આપવું ન જોઇએ. હિંસા શબ્દનો અર્થ પોતાના સુખને માટે બીજાનો પ્રાણાન્ત કરવો એ છે. ઘણી વખત–દારૂના ભાનમાં બીજાની પ્રાણાન્ત કરવામાં આવે છે. ઘણા માણસો ખુનના આરોપ માટે ફાંસીએ ગયેલા સંભળાય છે. તમો સમજતા હશો કે દારૂ પીને ખુન કરવું એટલે કાયદાનો બાદ નહી આવે પણ તેમ કરવાથી પણ માજીસ્ટ્રેટ સાહેબ છોડી દેતા નથી. અંગ્રેજીમાં કહ્યું છે ,

Good action, done with bad. motives are leap & lead actions done with good motives are good.

પાપ અને પુન્ય વિશેષ કરીને ચિત્તની ભાવના અવલંબન કરવાવાળા છે. (એટલે દારૂના ભાનમાં ઘણી વખત પાપ પણ થઇ જાય છે.) કુરાનમાં સુરહજ આયાજ ૩૬ માં.

લેઇયિનાલ અલ્લાહ લહુમહા બલાદીયા.

ઓહાવલેકીન યેનાલ અતકવા મિન્નકુમ્

અર્થ—માંસ અને દારૂ ખુદાને પહોંચનું નથી દારૂ પીવો એ કાફીર લોકોનો ધર્મ છે. મુસલમાનો દારૂ પીધેલાને ઘણી વખત મસીદમાં પણ પેસવા દેતા નથી. તેના ધર્મ પુસ્તક કુરાનને અડકવાનો પણ દારૂડીયાને અધિકાર નથી. એક ખ્રીસ્તિ ધર્મ ગ્રંથમાં કહ્યું છે કેઃ—

To what purposes the multitu le of your sacrifices unto me.

Said the lord, I am full of the burn offerings & the fate of the fed beasts. I belight not in the blood of bullocks & of bad noise spirit or wine or of the lambs & goats.

એવું લખ્યું છે કે દેવે સ્પષ્ટ રીતે કહ્યું છે કે બળદ, ઘેટાં, બકરાં વિગેરેના રૂધીરથી હું પ્રસન્ન થતો નથી તેમ ખરાબ વાસ મારતા દારૂથી પણ મને સંતોષ નથી. (આમાં આપણે સમજીએ તો ખરાબ વાસ મારતા પીણાં સોડાવાટર–લેમન વિગેરેનો સમાવેશ થાય છે.) માણસને વાસ મારતી વસ્તુઓ પ્રસન્ન નથી તો ઈશ્વરને તે વસ્તુ કેવી રીતે પસંદ હોય વારૂ ?

વળી એક ઠેકાણે કહ્યું છે કે:—

**गोमांस भक्षये नियं पिवेद मर वारुणीम्**

**........................इत्तरो कुल घातका.**

એટલે કે જે માંસમાટી ખાય અને અપરવારૂણી (દારૂ) નો પ્યાલો પીયે એ સર્વે કુલઘાતક સમજવા. વિગેરે વિગેરે.

આવા આવા ઘણા શાસ્ત્રોના મત છે કે દારૂ એ માણસના જીવનનું સત્યાનાશ વાળવાવાળુ ક્ષયરોગના આમંત્રણરૂપ અતિથી પીણું છે. આપણા માજીસ્ટ્રેટ સાહેબોની નોંધ પોથીયોમાં ઘણી વાર જોઇએ છીએ તો ફલાણાએ ધારીયું માર્યું–ફલાણાએ વ્યથા ગુન્હો કર્યો અને ફલાણાએ બળાત્કાર કર્યો આવા વિચિત્ર ગુન્હાઓ નજરે પડે છે, તે બધા દારૂના કારણથી બને છે.

## આ એક દ્રષ્ટાંત વાંચવાથી સમજ થશે.

હું વડાગામમાં રહું છું ત્યાં મારી માલેકીનું ઘર છે. ઘણો વખત મારો અમદાવાદમાં રહેવાનો છે. સત્યાગ્રહ આશ્રમના રાષ્ટ્રિય શિક્ષણથી અને ગુજરાતી પંચના એડીટર રા. રા. સોમાભાઈના સહવાસથી લેખક શક્તિ ધરાવું છું. લખવા વાંચવાનો ગુજરાતી પંચની લાયબ્રેરીમાં મને અભાવ નથી વડાગામ ફક્ત બાર માસમાં બે ચાર માસજ જવાનું થાય છે.

એક વખત વડાગામમાં મારા સ્નેહી મિત્ર ગોર કીરપાશંકર દોલતરામ તરફથી મીષ્ટાનનું આમંત્રણ આવ્યું તેમણે તો છોકરાંઓના સંઘને તૈયાર કરી દીધો. મેં પૂછ્યું કયાં લાડુ જમવાના છે ? કોઈએ કહ્યું આ અડધો ગાઉ, કોઈ કહે એક ગાઉ, " પટેલને વહાલી જાતર ને મીયાંને વહાલી પાતર " એવું અમારે તો થયું. ભાઈ કીરપાશંકરે તો છોકરાંની સાથે મને પણ લીધો. દોડ દોડ કરતાં અમો બે ગાઉ આવ્યા પણ લાડુનું સ્થળ મળે નહીં. મેં કહ્યું હવે કેટલે દુર જવાનું ! ત્યારે જીવરામ ગોરે કહ્યું શું દેખતા નથી, આ આકરૂંદ આવ્યું ને હવે એક ગાઉ જવાનું–ખાધેલ પીધેલ લફ્રપફ્ર દડીના છોકરાં દોડે ત્યારે ઘણી મુશીબતે વડાગામથી ચાર ગાઉ લાડુ આશ્રમ આવ્યો. ત્યાં જળાશયમાં નાહીધોઈ તૈયાર થયા કે લાડુની પંગત પડી જેમ તેમ જમી પરવારી પાછા દોડવા માંડયું ને પાંચ વાગે આકરૂંદનો સીમાડો છોડયો. એક નજીવી લાડુ જેવી બાબતમાં બ્રાહ્મણો ચાર ગાઉ દોડતા હશે તે મ્હને પહેલો પ્રસંગ પડયો તો પણ લાડવા જેવી ચીજ કયાંથી એ અમારા બ્રાહ્મણને માટે તો " મરણ અવસર તે

વિવાહ સમાન છે.” રા. ભાઇ કીરપાશંકરની મંડળીએ તો મારાથી અડધો ગાઉનું છેટું પાડી દીધું. સીમાડો મારા ગામનો હતો એટલે મને અગવડ જેવું નહોતું. ધીમે ધીમે લાડુના ઘેનમાં અને સુર્યનારાયણ અસ્તાચળના સમયમાં ઠંડા પહોરનું ગાયન લલકારતો હું ચાલ્યો આવતો હતો ત્યાં સડકના રસ્તાથી એક ફર્લાંગ છેટે પાંચ સાત દારૂના સ્હેલાણીઓનું ટોળું મળ્યું, ત્યાંના ઠાકરડાઓને અમારે ઘણી વખત ઠાકોર કહેવું પડે છે. તોજ તેમને આપડી વાતમાં રસ પડે છે નહી તો અપમાનને પાત્ર થવું પડે મેં પૂછયું:—

**એક વ્યકિતને**—ઠાકોર ? કયાં જઈ આવ્યા.

ઠાકોરે કહ્યું—ચ્યાં તે ત્યાં......( આકાશ તરફ આંગળી કરી. )

**મેં** કહ્યું—એમ કેમ બોલો છો.

**જવાબ**—હું અમે જુઠ્ઠા સીએ ?

**મેં** કહ્યું—ના, ના પણ સાચુ તો કહો.

**બીજી વ્યકિત**—કયાં તે વડાગામમાં ગયા હતા. (સાન કરીને.)

**મેં**—અરેરેરે, શું તમે દારૂ પીધો છે.

**પહેલી વ્યકિત**—હા–હા, મીઠો મીઠો મધ જે...........

ત્યાં તો ઠાકોરની આંખ થરડાઇ ગઇ અને જેમ તેમ વાગ્બાણ છોડવા લાગ્યા અને ઝાડની ડાળીઓ મચકવા, પાંદડાં તોડવા લાગ્યા ને ત્યાં તો કુદાકુદ (હનુંમાનજીનો ખેલ મચાવવા માંડયો) કરવા લાગ્યાં

મેં પૂછયું—દારૂવાળાને શું આપ્યું ?

જવાબ—મારૂ આ–આ–આ. ( ધોતીયું )

મેં કહ્યું—મૂરખા દારૂ પીવાય? ઘેર ઐરાં છોકરાં ભૂખે મરે ને તમો દારૂ પીઓ એ કેટલી શરમની વાત !

જવાબ—હું મુરખો કયાં છું-હું તો ગધાડો સું-ઉ-ઉ-ઉ-ઉ એટલામાં ઠાકોર સાહેબના સિપાઇઓની રોન ફરવા નીકળેલી તે ઘોડાના પડઘા સાંભળી પાંચ જણા તો ત્યાંથી પંજે નાશી ગયા ને એક જણુ બેશુદ્ધ અવસ્થામાં ભોંય પડયો તે ગધેડાની માફક આળો- ટવા લાગ્યો તેને ભાન નથી કે હું જોડમાં ઉભેલો છું. એ પછી પાંચ મીનીટમાં તો શબવત થઇ ગયો. મેં જીંદગીમાં પણ આ બનાવ જોયલો નહીં એટલે ધાર્યું કે આ માણસ મરી ગયો છે એટલામાં એક કુતરૂ આવ્યું તે તેનું મોઢું સુંઘવા લાગ્યું ને ચાટવા લાગ્યું. મેં કુતરાને ત્યાંથી મારી કાઢયું. ને મને તો ખાત્રી થઈ કે આ માણસ નક્કીમરી ગયો છે એના જીવન ઉપર મને ઘણીજ દીલગીરી ઉત્પન્ન થઇ એટલામાં જોડેના ગામમાંથી બે ત્રણ બાઇઓ પાણીના ઘડા લઇને તેની શોધમાં આવી. મેં કહ્યું બાઇ ઘણું ખરાબ થયું. આ માણસ મરી ગયો-તે બાઇએ (સાનથી) કહ્યું ના-ના તેતો જીવતા છે. આવતાંજ તેના ઉપર ઠંડુ (શીયાળાની મોસમમાં) પાણી રેડયું. એક જણીએ લીંબુ ચીરીને તેના મોંઢામાં નીચોવ્યું ત્યારે તે માણસ ઉભો થયો અને ઘણી મુશીબતે તે બાઇઓ તેને ઘેર લઇ ગઈ.

* * * * *

મહિકાંઠાના દરેક ગામમાં ગામના અગ્રભાગે દારૂનું પીઠુ હોયજ દેવમંદીરો, નિશાળ, દવાખાનું વિગેરે ગામની અંદર હોય ત્યારે આ સુરાદેવીનું મંદીર ગામના અગ્ર ભાગમાં હોય છે એ ઘણીજ દીલ- ગીરીની વાત છે. ઘણાં દરબારી ગામોમાં નિશાળ કે પોસ્ટ ન હોય પણ દારૂનું પીઠુ તો જોઇએજ મારા મુલ વતન શીકામાં નિશાળ પોસ્ટ કે મંદીર કશું નથી પણ પીઠુ તો જુના વખતનું છે. ઘણા

ખેડુઓ માલીકની નોકરી બરાબર બજવતા નથી ખેતરોના પાક જ્યારે ત્યારે છુપી રીતે ચોરાય છે. તેનો દાખલો—

☞ હું નાનો હતો ત્યારે અમારા પિતાએ ડુંગળીઓ વાવી હતી. તેમને ડુંગળીના વેપારનો શોખ વિશેષ હતો કારણ અમારા પટેલ જજમાનને ડુંગળી બહુ ભાવે છે. ચાર ખેડુતો અમારા ખેતરમાં કામ કરતા મારો પિતા બહાદુર હતા પણ તેમને પૈસા જેટલોજ સંબંધ હતો. અમારા ખેડુતોમાં એક ખેડુ પાકો ચોર બુધિનો હતો. તે દર· રોજ અડધોમણ ડુંગળી ચોરીને રાત્રે પરભાર્યો કલાલને ત્યાં જતો. ને દારૂ પી પાછો આવતો વળી મોડે રાતના એક વાગે ઘઉંની ખળીમાંથી દશ શેર ઘઉં ચોરીને વાણીઆને ઘેર વેચી દેતો. અને વાણીઆ પણ સ્વાર્થ બુધિ આગળ ચોરી શાહુકારીનો કશો તપાસ કરતા નહિ ઘણી વખત તો મારા સાંભળતા વાણીઓ અમારા ખેડુત- ને ફોસલાવતો કે ત્હારા ખેતરમાં અડદ હોય તો પાંચશેર અડદ લાવજે એ પછી મારા પિતા અને વાણીયાને વાગ્બાણ યુદ્ધારંભ શરૂ થઇ જતો. આ ખેલ મારી બાળકબુદ્દિમાં બનેલા છે તોપણ જન- સમાજને જણાવવું જોઈએ કે રાત્રે માળી ઘેર ખાવા આવે કે ખેડુતો દારૂ માટે ખળીમાંથી દસ શેર પંદર શેર અનાજ ચોરી જાય. તે વાણીયા સમજે તો ખરાજ કે આ ચોરીનો માલ છે એટલે પંદર શેર ઘઉંના છ આના હાથમાં મૂકે ને વધારે રકઝક થાય તો સાડા છ આના આપે. તે લઈને પરભાર્યો પીઠામાં જઈ દારૂ પી લથડતી હાલતે ઘેર ખાવા જાય ત્યાં પણ પાછો બાયડી જોડે વઢવાડ માંડ, ને ઘરમાં કંઇ ન હોય તો બાયડીનો સાલ્લો ચાર સાડાચાર કે પોણા પાંચ આનામાં વેચી દારૂ પીયે. બીજે દીવસ જયારે શુદ્ધિમાં આવે

ત્યારે અફસોસ કરવા માંડે. પણ તે અફસોસ શા કામનો ?

જો દારૂનાં પીઠાં ગામડાંઓમાં ન હોય તો આવી ખસ્વાડમાં કે ખેતરમાં છુપી ચોરીઓ થતી અટકે. વળી સરકાર દરબારમાં પણ ચોરી કરનારને પકડે. પણ દારૂવાળાએ ચોરી કરાવી એમ કોઈ પૂછતું નથી.

જ્યાં સુધી અસહકાર અને દારૂની બદીનો નાશ કરવો એ આપણા હાથમાં છે ત્યાં સુધી તો સ્વરાજ્ય મેળવવું એ સહેલ રસ્તો છે. ખુન–મારામારી–ગાળગલીચથી કંઈ થઈ શકતું નથી તેટલુંજ પરિબળ જનસમાજને ખોટે રસ્તે જતાં અટકાવવા અને દારૂ, ચાહા, સોડા, લેમન વિગેરે ભ્રષ્ટાભ્રષ્ટ ચીજોનો અટકાવ કરવો જોઈએ. ધારાળાઓ, ભીલ, કોળી, ઠાકરડાઓને દારૂ પીવા નથી મળતો તો ઘણા માણસો ચોરી–લુંટ કરીને પણ દારૂની મજાહ મેળવી લે છે. કેટલાક બહારવટે પણ નીકળી પડે છે, ને ફોજદાર ઇન્સ્પેકટરોને તેમની શોધમાં રામ–વનવાસનો અવતાર ભોગવવો પડે છે. પ્રમોશન મેળવવાની અદલાબદલીમાં ઘણી ફોજદાર–ઇન્સ્પેકટરો બહારવટીયાઓના હાથે ઘાયલ થાય છે. તેમને દવાદારૂ કરાવવામાં સરકાર દરબારોને ખોટમાં ઉતરવું પડે છે. વિગેરે–વિગેરે તો મહિકાંઠાના રાજારજવાડા અને ઠાકોર સાહેબોને મારી વિનંતી એ છે તે સૌ સૌની સ્ટેટોમાંથી જેમ બને તેમ દારૂની બદીનો નાશ કરવો જોઈએ.

॥ सुज्ञेषु किम् बहुना ॥



ધી 'ગુજરાત' પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.
પાંચકુવા—અમદાવાદ